ૐ

# સતી સુલોચના

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

## શ્રી દેશી નાટક સમાજ માટે


રચનાર,

સ્વર્ગસ્થ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**

**હાલ મુકામ—પ્રીન્સેસ થીએટરમાં—સુરત.**



આવૃત્તિ ૩ જી પ્રત ૨૫૦૦) (સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

**કીંમત રૂ૦ ૦-૪-૦**



સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યાં.



॥ ओ३म् ॥

तत्सत् परमात्मने नमः

# "'સતી સુલોચના" નાટકનો ટુંકસાર.



## મંગળાચરણ.

### અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—સ્થળ ઇંદ્રનો દરબાર. લંકાનો રાક્ષસ રાજા રાવણ બ્રહ્મા અને મહાદેવ શંકરના મળેલા વરદાનથી અહંકારમાં ઉન્મત થવાથી તેના ત્રાસથી ત્રાસી તેના પરાજય માટે એકત્ર થયેલા દેવોમાં પરસ્પર વાતચિત, અપ્સરા રંભાનું આવવું, દેવેશ્વર વિષ્ણુ ભગવાનને વરવાની પતિજ્ઞા કરી કૈલાસના ક્રીડાવનમાં તપશ્ચર્યા કરવા બેઠેલી બ્રહસ્પતિના પુત્ર કુશ ધ્વજની પુત્રી વેદવતી ઉપર રાવણે બળાત્કાર કરતાં વેદવતીએ સ્વયં પ્રવેશ કરી બળી મુઈ એમ જાહેર કરવું. વેદવતી પુર્વજન્મે, નીમી વંશ કુળપાવન મહારાજ જનક વિદેહીને ત્યાં પુત્રીરૂપે પ્રગટ થશે અને તેનાજ નિમિ-તે રાક્ષસ વંશનો વિનાશ થશે એમ બ્રહ્માએ કરેલો ખુલાસો અને સ્વર્ગપર વિજય મેળવવા રાવણ તથા તેના પુત્ર મેઘનાદનું એકાએક ચઢી આવવું. ઇન્દ્રાદિ દેવોનું રાવણ તથા મેઘનાદ સાથે યુદ્ધ દેવોનું હારી જવું ઇંદ્ર ઇંદ્રાણી કેદ.

પ્રવેશ ૨ જો—નગરશેઠનું મકાન—યુવાવસ્થાથી ઉન્મત્ત બનેલી માળણ ચંપાકળીનું પોતાના રતિ સૌંદર્યથી તેમજ અન્ય પ્રપંચોથી હરકોઇ પુરૂષોને લોભાવી દ્રવ્ય પ્રાપ્તિ કરવાના મન-તરંગોમાં પુષ્પ મૂકવા નગરશેઠને ત્યાં આવવું. પ્રથમથી શેઠાણી કળાવતીને મઠધારી બાવા બાળયોગીની સાથે મહોબત કરાવી આપવા તેણે આપેલા વચન પ્રમાણે કળાવતીને મળવું, તેની સાથેની ગુપ્ત ગોષ્ટિમાં એકાએક શેઠ કમળશાનું આગમન, વયોવૃદ્ધ કમળશાનુ ચંપાકળી ઉપર મોહિત થવું. તે વાતથી જ્ઞાત થએલી શેઠાણી અને શેઠ કમળશાનો અરસપરસ શબ્દ કટાક્ષ, પરિણામે ચંપાકળી સાથે હું મેવો મંગાવવાની વાત કરતો હતો તેમ કમળશાએ શેઠાણીને સમજાવવું, ત્યાંથિ પાછી ગયેલી માલણ ચંપાકલીએ સમયનો લાભ મેળવી મેવાના બદલામાં બાવા બાળયોગીને કંડીઆમા ઘાલી મજુર સાથે શેઠને ત્યાં કંડીઓ મોકલાવવો. શેઠે કંડીઓ ખોલવાની ના પાડી દર્શન કરવા જવું, કળાવતીએ કંડીઆ ખોલી બાવા બાળયોગીને મળવું, અરસપરસ સૃંગાર, એકાએક શેઠ કમળશાના આવવાથી શેઠાણી અને બાવા બાળયોગીના રંગમાં ભંગ, ક્રોધયુક્ત શેઠે બંનેને તાડન વિધિ કરવી.

પ્રવેશ ૩ જો—સ્થળ મહેલ—સ્વર્ગપર વિજય મેળવવા ગયેલા પોતાના પતિ મેઘનાદની રાહ જોતી સખીઓ સાથે વિનોદમાં “સતી સુલોચના.” સ્વર્ગપર વિજય મેળવ્યાના મંગળ સમચાર સાંભળી હર્ષઘેલી સુલોચનાના પતિના આતિથ્ય સત્કારની સામગ્રી માટે સખીઓને સૂચના કેદી દશામાં ઇન્દ્ર ઇન્દ્રાણી સાથે મેઘનાદનો પ્રવેશ ઇન્દ્રને લંકાપતિના સેવક તરિકે કબુલ થવા મેઘનાદનું.

કહેવું. ઇન્દ્રનો ઇનકાર મેઘનાદનો જુલમ ઇન્દ્રાણીના વસ્ત્ર ખેંચી નગ્ન કરવાની તૈયારીમાં સુલોચનાનું આવવું ઇન્દ્ર ઇન્દ્રાણી ઉપર થતા જુલમનો અટકાવ કરી તેમને મુક્ત કરવા પતિ પાસે ધર્મપરાયણ સતી સુલોચનાની યાચના, અને પતિને સદબોધ લંકેશ્વરના ચરણમાં નમાવ્યા સીવાય મુક્ત નહીંજ કરૂં એવો મેઘનાદનો દુરાગ્રહ આણાંતે પણ સતી ઇન્દ્રાણીના રક્ષણ માટે સુલોચનાની દઢતા.

પ્રવેશ ૪ થો—ઉદ્યાન માર્ગ—પ્રથમ સમાગમમાં થએલી તાડન વિધિથી ખેદયુક્ત વિચારોમાં બાવા બાળગોગીને મળવાની આતુરતાવાળી શેઠાણીને જળ ભરવા જતાં બાવાજીનો આકસ્મિક મેળાપ, અરપરસ વાતચીત, વિષયાંધ બનેલા બાવાએ પોતાની ઝોળીમાંથી મદ્યની શીશી કાઢી જાહેર માર્ગમાં મદ્યપાન કરવું. મદ્યપાનથી મસ્ત થએલા બાવાજીના પ્રેમવિનોદ એકાએક જમાદાર જબ્બર અલીખાનનું આગમન થતાં કળાવતીએ રતિકળાથી જબ્બર અલીખાને સમજાવવો, અનાયાસે કમળશા શેઠ ત્યાં આવતાં શેઠાણી અને બાવાજીને તાડનવિધિ કરવી. એકાએક ત્યાં ચંપાનુ આગમન, બાવાજી અને શેઠાણીનું ત્યાંથી છટકી જવું, ચંપા અને કમળશાનો અરસપરસ હાસ્યવિનોદ.

પ્રવેશ ૫ મો—સ્થળ રાવણનો દરબાર—નાચરંગ—દેવો સાથે મેઘનાદનું આવવું દેવોએ મહારાજ લંકેશ્વરનું આધિપત્ય કબુલ કરી વિવેકથી નમવું, તથા મેઘનાદને "ઇદ્રજીત" એ નામની મહાન પદવી આપવી, છતાં અહંકારી પિતાના પુત્ર ઇંદ્રજીતનો પોતાને અમર વરદાન આપવા, દેવો પ્રત્યે આગ્રહ.

અમરદાન આપવું એ શક્તિ મહાદેવ શંકર તથા પિતામહ બ્રહ્માની છે. શંકર તથા બ્રહ્માને બોલાવવા રાવણનો હુકમ, શંકર તથા બ્રહ્માનું આવવું અને આશીર્વાદ સાથે "ચંદ્રહાસ" ખડગ અર્પણ કરવું છતાં અમર–વરદાન માટે ઇંદ્રજીતની માગણી રાવણ ઇંદ્રજીતનો અત્યાચાર ભર્યો શંકર બ્રહ્મા પ્રત્યે તિરસ્કાર પરમ ભક્ત મહાત્મા વિભીષણનો ક્રોધ, અને પિતામહ બ્રહ્મા તથા શંકર મહાદેવ તરફ પૂજ્યભાવ રાખવા રાવણને સદ્‌બોધ, રાવણ ઇંદ્રજીતનો દુરાગ્રહ, શંકરનો શ્રાપ, રાક્ષસોના બંધનથી સંસારનો ઉદ્ધાર કરનાર અને રાક્ષસ વંશનો સંહાર કરનાર "શ્રી વિષ્ણું ભગવાનનું દર્શન."

# ટેબ્લો.



## અંક બીજો.

પ્રવેશ ૧ લો—સ્થળ પંચવટી રામ લક્ષ્મણ ને સીતા, રામ સીતા વિનોદમાં–અચાનક સુર્પનખાનું આવવું, રામ લક્ષ્મણ ઉપર મોહીત થવું બાદ રામે લક્ષ્મણને સુર્પનખાનું નાક કાપવા કહેવું. લક્ષમણે સુર્પનખાનું નાક કાપવું, બાદ રાવણ અને મારીચનું આવવું રાવણનો ક્રોધ, મારીચને માયાવી મૃગ બનવા કહેવું, મારીચનો સદ્ઉપદેશ, રાવણનો તિરસ્કાર, મારીચે રાવણના ગુસ્સાથી માયાવી મૃગ બનવા જવું, વાડીમાં સોનાનો ચરતો મૃગ સીતાએ જોવો અને રામને તે મૃગ મારવા માટે સીતાનો દુરાગ્રહ, રામે પાપનું પરિણામ સારૂં નહી આવે એવો

સદ્‌ઉપદેશ આપવો, સીતાની હઠ, રામનું મૃગને મારવા જવું, મૃગની બુમ, સીતાએ લક્ષમણને આજ્ઞા કરવી, આ અવિચારી આજ્ઞાથી લક્ષમણને સંદેહ અને આવી પડનાર ભયની ભ્રાન્તિ માટે સીતાને સલાહ, સીતાએ ગુસ્સે થઈ લક્ષમણને રામની મદદે જવા કહેવું, લક્ષમણે યજ્ઞ ભસ્મની રક્ષા કરી જવું, બાદ રાવણનું આવવું સીતા હરણ.

પ્રવેશ ૨ જો—સ્થળ ઋષ્યમુખ પર્વત–સીતા હરણથી રામ અને લક્ષમણની નીરાશા, સુગ્રીવ તથા હનુમાને સીતાનું રાક્ષસ રાજા રાવણ હરણ કરી ગયો તેની ખબર આપવી, હનુમાનનું રામનો આશીર્વાદ મેળવી સમુદ્ર તરી લંકામાં જવા વિદાય થવું, બાદ સુગ્રીવ ને વાળીનું યુદ્ધ. રામે બાણ મારી વાળીનો વધ કરવો, મરતી વખતે રામને વાળીની પ્રાર્થના, રામે છેવટે તારી શી ઈચ્છા છે એમ વાળીને કહેવું, વાળીની તારા તથા અંગદને મળવાની આતુરતા બાદ અંગદનું આવવું, રામનો શોક રામે વાળીને આશીર્વાદ આપવો અને સુગ્રીવને રાજ્યાભિષેક અને અંગદને યુવરાજપદ.

પ્રવેશ ૩ જો—હનુમાનનું સમુદ્ર ઉલ્લંઘન.

પ્રવેશ ૪ થો—રાક્ષસી સામે પવનકુમાર હનુમાનનો સંવાદ તથા યુદ્ધ રાક્ષસીની હાર, અને રાક્ષસીને નમાવી તેની સાથે લંકા તરફ પ્રયાણ.

પ્રવેશ ૫ મો—સ્થળ અશોક વનમાં સીતા–સીતાપર જુલમ રાવણે પોતાની સ્ત્રી થવા કહેવું. સીતાનો ઈનકાર, પતિવ્રત ધર્મમાં દૃઢ સીતાને રાવણે સામ–દામ ભેદથી સમજાવી પોતાની

સ્ત્રી થવા કહેવું. એક રાક્ષસીને સીતાને સમજાવવાનું કહી રાવ-ણનું ચાલ્યા જવું અશોકમાં હનુમાન પ્રવેશ સીતાનો રામ માટે અત્યંત શોક અને વેણીથી ગળે ફાંસો ખાઇ આપઘાત કરવાની તૈયારી. અચાનક વૃક્ષપરથી રામચંદ્રજીની વીંટી હનુમાને ફેંકવી, સંશયમાં સીતા સીતાનો રામના મૃત્યુ માટે વ્હેમ. હનુમાનનું પ્રત્યક્ષ થવું રામ કુશળ છે તથા હું તેમનો સેવક છું એમ કહી સીતાને આપેલી ધીરજ. વાડીના ફળ ખાવાની આજ્ઞા, અશોક વાડીનો નાશ ઇંદ્રજીતે હનુમાનને કેદ કરી લઈ જવો.

પ્રવેશ ૬ ઠો—રાજય માર્ગ–સમસ્ત સ્ત્રી જાતીમાં ધુર્ત વિદ્યામાં પ્રવીણ માળણ ચંપાકળીએ નગરશેઠ, શેઠાણી, જમાદાર, બાવાજી વિગેરે અરસપરસ દુષ્ટભાવનાથી લુબ્ધ થયેલાઓની મૂર્ખતાનો કટાક્ષ કરવો. નગરશેઠનું આગમન. ચંપાકળીના પ્રેમની યાચના કરતાં ચંપાએ બીજે દિવસે પોતાને ત્યાં આવવા સમ-જાવવું, શેઠાણી કળાવતીનો મેળાપ, અરપરસ વાતચીત થવાથી આશક્ત બનેલી શેઠાણીને ચંપાએ પોતાને ઘેર આવવા સમજા-વવું, દર્શનને બહાને નિકળેલી શેઠાણીએ પોતાના ઘર તરફ પ્રયાણ કરવું, એકાએક જમાદાર જાફરઅલીખાનનું આગમન થતાં નગરશેઠે ચાલ્યા જવું, જાફરઅલીખાન અને ચંપા પ્યારમાં, ચંપાએ તેને બીજે દિવસે પોતાના મકાનપર આવવા કહેવું, વિદાય થતાં સામેથી ચંપા સાથે બાવાજીનો મેળાપ, પ્રપંચી ચંપાએ બાવાને પ્રેમમગ્ન બનાવી શેઠાણી કળાવતીની લાલચ આપી પોતાના મકાનપર આવવા સમજાવવું, અને બાવાની સાથે કૃત્રિમ શૃંગારચેષ્ટાથી લુબ્ધ કરી ચાલ્યા જવું.

પ્રવેશ ૭ મો—સ્થળ સુલોચનાનો મહેલ—પોતાના સસરા રાક્ષસરાજ રાવણ જગતૂપાવન સતી સીતાનું હરણ કરી લાવ્યાના સમાચાર જાણી દીલગીર થતી સુલોચના, ઇંદ્રજીતનું આવવું. ઇંદ્રજીત પ્રત્યે સતી સુલોચનાનો હિતોપદેશ સાથે સી... હરણના મહા પાપથી લંકા રાજ્ય ઉપર મહાન ભય આવી પડશે અથવા તો રાક્ષસ વંશનો વિનાશ થશે વિગેરે સમજાવી સીતા, પ્રભુ રામચંદ્રને પાછી સોંપવા પિતાશ્રીને સમજાવવા કહેવું પિતાના આજ્ઞાંકિત પુત્ર ઇંદ્રજીતનો પિતૃ આજ્ઞા ઉલ્લંઘન નહીં કરવાનો નિશ્ચય.

પ્રવેશ ૮ મો—રાવણનો દરબાર, હનુમાનનો ઘાત કરવા રાવણની આજ્ઞા. દૂતનો ઘાત કરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી વિગેરે રીતે વિભીષણનો રાવણ પ્રત્યે સદ્ઉપદેશ રાવણનો ગર્વ. વિભીષણનું અપમાન. બંધન સ્થિતિમાં હનુમાનનો પ્રવેશ—હનુમાન રાવણનો સંવાદ સીતા પાછી સોંપી શ્રી રામચંદ્રનું શરણ લેવા હનુમાને રાવણને સમજાવવો અહંકારી રાવણ તથા ઇંદ્રજીતનો પ્રાણાંતે પણ સીતા પાછી નહીં સોંપવા નિશ્ચય હનુમાને રાવણ ઇંદ્રજીતનું અપમાન કરવું અને હનુમાનને સળગાવી બાળી મુકવા સેવકોને આજ્ઞા.

## " લંકાદહન. "



# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—સ્થળ સમુદ્ર કિનારો—વાનર સેના અને શ્રી રામચંદ્રની છાવણી—શોકગ્રસ્ત રામ—હનુમાનનું આવવું. સીતાના સમાચાર સીતાની મણી પ્રભુ રામચંદ્રને બતાવી લંકાની સ્થિતિ સંબંધી હનુમાનની વાતચીત. વિભીષણનું આવવું ને આશ્રય માગવો તથા લંકા જીતાવી આપવા પ્રતિજ્ઞા કરવી, વિભીષણ ભગવાન રામચંદ્રનો પરમ ભક્ત છે એવી હનુમાને ખાત્રી આપવી. રામના હાથે વિભીષણને લંકા રાજ્યનો અભિષેક, અને વિષ્ટી માટે અંગદને રાવણના દરબારમાં જવા રામચંદ્રની આજ્ઞા.

પ્રવેશ ૨ જો—રાવણનો દરબાર—રામચંદ્રજીએ સલાહ માટે મોકલેલા વાલી પુત્ર અંગદનું રાજદૂત તરીકે દરબારમાં દાખલ થવું રાવણ અંગદનો સંવાદ. અંગદને માયાવી સીતા દેખાડવી. સીતાનો રાવણ ઉપર સ્નેહ. આગદનો ક્રોધ. રાક્ષસીએ આવી સીતા અશોકમાં પોતાના પતિ માટે વિરહથી આપઘાત કરે છે. એવા સમાચાર આપવા. સીતા અશોકમાં છે સાંભળી અંગદને થયેલો આનંદ અને માયાવી સીતાને શાપ દઇ બાળી ભસ્મ કરવી. રાવણનો ક્રોધ, અંગદનું રાવણનો મુગટ પગની ઠોકરથી ઉડાવી ચાલ્યા જવું.

પ્રવેશ ૩ જો—માળીનું ઘર—દુરાચારના કારભારમાં જરથી ત્રાસ થયેલી ચંપાએ પોતાના વચન ઉપર વિશ્વાસ રાખી આવનાર નગરશેઠ આદિ વિષય લંપટોને, પ્રપંચ તંત્રથી પાર કરવાની કોશીષ કરી આગમનની રાહ જોવી, અનુક્રમે શેઠાણી, નગરશેઠ, જમાદાર તથા બાવા બાલયોગીનું આવવું, એક બીજાના આગમનથી કુસા-

ચળા કામીઓને ચંપાએ બરાબર બનાવવા, એકાએક તેના ધણી ખડચંપાનું આવવું, આ વેશે જુદા જુદા કાર્યમાં ગુંથાએલી વિશેષ સ્ત્રીઓને જોઇ માળીને શક ઉત્પન્ન થવો, ગોબાગ્ર બુદ્ધિના માળીએ તેમને તાડનવિધિ કરવી, પાપીઓનું પાપ પ્રત્યક્ષ થતા સર્વેએ પોતપોતાના નીચ કાર્યનો પશ્ચાતાપ કરવો.

**પ્રવેશ ૪ થો**—સ્થળ મહેલ-સુલોચનાને ઇંદ્રજીત પ્રણય વિનોદ વાનર સેના સાથે લંકા ઉપર રામ લક્ષ્મણ ચઢી આવ્યાના સમાચાર સંગ્રામમાં જવા સુલોચનાની આજ્ઞા લઇ ઇંદ્રજીતનું યજ્ઞથી રસમ કરી વિજય માટે વરદાન મેળવવા દેવી નીકુંભીલાના મંદિર તરફ વીદાય થવું.

**પ્રવેશ ૫ મો**—સ્થળ-નીકુંભીલા દેવીનું મંદિર-રામથી વિજય મેળવવા ઇંદ્રજીતનો યજ્ઞ, વિભીષણ લક્ષમણ સાથે વાનરોનું આવવું ઇંદ્રજીત લક્ષમણ સંવાદ. વાનરોએ યજ્ઞ ભંગ કરવો. લક્ષમણ ઇંદ્રજીત યુદ્ધ, ઇંદ્રજીત વધ.

પ્રવેશ ૬ ઠો—સ્થળ મહેલ—પતિ વિરહમાં સુલોચના, હાથનું પડવું. સુલોચના આશ્ચર્યમાં, ઇંદ્રજીત મરણ સમાચાર પડેલ હાથે લખવા, મંદોદરીનું આવવું, પરસ્પરનો શોક. સુલોચનાનું સતી થવા વિદાય થવું.

**પ્રવેશ ૭ મો**—સ્થળ—સુવેલચળ પર્વતની તળેટી રામ-લક્ષમણ સેના સાથે-સુલોચનાનું આવવું ને પોતાના પતિના મસ્તકની માગણી. સુલોચનાના સતીત્વની પરીક્ષા મસ્તકનું હસવું. સુલોચના લક્ષમણનો સંવાદ. લક્ષમણનો શોક, રામચંદ્રનું આશ્વાસન. સુલોચનાનું મસ્તક લઇ સતી થવું બાદ રણક્ષેત્ર રાવણનું આવવું. વિભીષણ લક્ષમણનું

રાવણ સાથે યુદ્ધ. લક્ષ્મણને મુર્છા એકાએક રામચંદ્રનું આવવું પાછળથી લક્ષ્મણનું સચેત થવું. રામ રાવણનું યુદ્ધ. રાવણનું પડવું. (ટ્રાન્સફર સીન)બ્રહ્મા, શંકર આદી સર્વ દેવોના દર્શન. "રામ સીતા" નો મેળાપ. વિભીષણને રાજ્યાભિષેક અને આનંદ.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

!!! ડ્રોપ !!!

ડાયરેકટર.

મી. બપ્રુપ્રસાદ.

---

# શોખીનોને ખુશ ખબર.

અમારે ત્યાં દરેક જાતનું રેશમી તથા સુતરાઉ કાપડ તેમજ દરેક જાતનું જરીકામ જેવું કે ઝીકની શીટ તથા સલમાની શીટ તથા દરેક જાતનું ભરતકામ વીગેરે અમારે ત્યાંથી મળશે તથા મખમલના પટા તથા ભરતકામનું રેશમ તથા કોરો, ટોપી પણ છાપી આપવામાં આવશે તથા ફેન્સી સાંબેલાના ડ્રેસો તથા તેને લગતો દરેક સાજ ભાડેથી મળશે. તેમજ નાટક કંપનીને લગતા તમામ જાતના ડ્રેસો અમારે ત્યાં ઑર્ડર મુજબ બનાવી આપવામાં આવશે.

તેમજ

અમારે ત્યાં અપ-ટુ-ડેટ ફેશનના પોશાક તથા ફ્રૉક સીવી આપવામાં આવશે તથા ફેશનને લગતો દરેક સાજ અમારે ત્યાંથી કીફાયત ભાવેથી મળશે.

શા. વીરચંદ નાનચંદ
ઠે. મોટામંદીર-સુરત.

# સતી સુલોચના.



## નાટકમાં આવતાં મુખ્ય પાત્રો.

રામચંદ્રજી....વિષ્ણુનો અવતાર (દશરથ રાજાના જ્યેષ્ઠ પુત્ર)
લક્ષ્મણ.........રામચંદ્રજીના નાનાભાઇ (શેષનાગનો અવતાર.)
હનુમાન........રામચંદ્રજીના ભક્ત.
રાવણ.... ....લંકાપતિ ( રાક્ષસનો રાજા. )
ઈંદ્રજીત.... ....રાવણનો પુત્ર મેઘનાદ.
વિભીષણ.... રાવણનો ભાઇ ( રામનો ભક્ત. )
ઇન્દ્ર.... .... ....સ્વર્ગના દેવતાઓનો રાજા.
અંગદ............વાલીનો પુત્ર.
સુગ્રીવ.... .... વાનર સેનાનો નાયક.

### સ્ત્રી પાત્રો.

સીતાજી.... ....રામચંદ્રજીનાં ધર્મપત્ની.
સુલોચના.... ઇન્દ્રજીતની સ્ત્રી.
મંદોદરી........મયદાનવની સ્ત્રી.
રંભા........... સ્વર્ગના રાજા ઇન્દ્રની અપ્સરા.
સુર્પનખા.... રાવણની બ્હેન.



## હાસ્યરસનાં પાત્રો.

**કમળશા**........નગર શેઠ.

**બાળયોગી**.... વેશધારી મઠાધીશ મહંત.

**ખડચંપો** .... માલી-ચંપાનો ધણી

**કળાવતી**........કમળશાની સ્રી.

**ચંપાકળી** .... માલણ-ખડચંપાની સ્રી.

એ સીવાય બ્રહ્મા, શંકર, બ્રહુસ્પતિ, ચંદ્ર, દેવો, યક્ષ, કિન્નર, રાક્ષસો, અક્ષકુમાર, જંબુમાળી, પ્રહસ્ત પ્રધાન વિગેરે દાસ દાસીઓ, અપ્સરાઓ, વારાંગનાઓ, રાક્ષસીઓ તથા જમાદાર વિગેરે વિગેરે.

સ્થળ-અયોધ્યા, સ્વર્ગ, લંકાપુરી વિગેરે.



❀

॥ श्री परमात्मने नमः ॥

# સતી સુલોચના.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર—નટીઓ— ૧

શ્રી રઘુકુળ કેન્દ્ર ચન્દ્ર વન રામચંદ્ર
જનક વાચાર્થ જનક વાચાર્થ
વારી વારી નીધી લંઘી બાંધી પાજ
ચંદ્ર ચુડ ચંદકોદંડ કીધ અખંડ ખંડ ખંડ
અસુર ચમુ ઉદ્દંડી કંઠ દશ ઘમંડી ખંડી
ધર્મ શર્મ શાંન્તી રાજ્ય સ્થાપી સર્વ સુર સમાજ
સુરભી સુરભુ ભુમી માત શાંન્ત કીધ અવધરાજ
અજ અજર અમર અપાર અજ કુમારના કુમાર
અજ સ્વરૂપ નિર્વીકાર અજબ નાટ્ય સુત્રધાર
સીતારામ આત્મપ્રાણુ રામચંદ્ર પદ પ્રણામ—શ્રી રઘુકુળ.

નટીઓ— ૨

અરે મન વૃથા વિચારો કરે હોય જે ધાર્યું વિશ્વંભરે
આપ ચીંત્યું અધરથી ટળે અચિંત્યું આગળ આવી મળે
રામચંદ્ર મહારાજ અવધ રાજ્યાસનપર પગ ધરે
હરી ઇચ્છાએ નરહરી સરખા તજી રાજ્ય વન ફરે–હોય.
સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગમાયામાં પડે
કનક કુરંગે ચર્મને વશ થઇ રાવણ કાંધે ચઢે—હોય.
જેનાથી નરનાગ સુર યમરાજ સરીખા ડરે
એવો લંક અધીશ શીવ દશ એક શીષથી મરે—હોય.

વારાંગનાઓ— ૩

સારેગમ સાધધ મધ સા નીધની મગરેસા
નીરે ધની સા ગરે ગ સા
સારેગમ સાધધ મધસા નીધનીરે ધની સા સા
ગમગરે સાનીરે ધનીસા નીરે ધની મગરેસા
નીરે ધની ગરેમસા..................રે ગમ
નીધની મધસા મધસા મધસાની ધપ ગરેસા
સાધની પધ ગમ ગરેસા
ગમ ધની સારેગમ ગરેસાની ધમ ગરેગસારે ગમ સાધ

ચંપા— ૪

અરે હાંરે ઝુલે જોબનીયું મચકાતી ચાલુ ચાલ
ફુલી વસંતની ફુલવાડી સમ મલકાતી પુર બહાર

મંદ હસી હસી રહય વસીને નયન ઇશારે આમ
તીર કમાને કટાક્ષ બાણે કંઇક કરૂં ગુલતાન
ભલ ભલાનું માન મુકાવું મારે જરનું કામ
છળબળ કળથી છક કરી નાખું ચંપા મારૂં નામરે

## ગઝલ.

દયા આ દાસ પર લાવી, રૂપૈયા શેઠજી આપો;
થયો છું સાફ સટ્ટથી, દુઃખીના દુઃખને કાપો. ૧
ગયો તો રોડપર રાતે, કમાવા દામ પણ ખોયા;
મળેલા શ્રાવકો સોની, અને ઘાંચી ઘણા જોયા. ૨
અતીશે ખાધના ખાડે, ખરેખર ટીંબરે નાંખ્યો;
બરાબર કાંણુ મંડાણું, ન પાસે દોકડો રાખ્યો. ૩
ફસ્યો ફોરેસ્ટના ફાંસે, ઠગાયો ટેનરીઝેથી;
થયો સુલોચને અંધો, પડયો પાષાણ પર તેથી. ૪
અશોકે શોકમાં નાંખ્યો, વળી બે'રી થયો વીમો;
બચ્યો નહીં એંકથી ત્યારે, કર્યો સટ્ટો પછી ધીમો. ૫
કહ્યું મેં કષ્ટ જે મારૂં, તમે તે શેઠજી માનો;
રૂપૈઆ આપશો ના તો, સવારે જીવ જવાનો. ૬

કલાવતી–બાવો–શેઠ— ૫

ઓય મરી ગઈ માડી
મુક પોક હજુ તું તાણી
હાય બચાના
રંડાથી આડો આંક છે
મેવાનું નામ દેતી બાવાને લઈને બેઠી
રંડા ચંપા એહી સબ તેરા કામ હય
ધારીને ભગવા ઝોળી રાખોડી શેર ચોળી
દુનિયા ઠગવી એ જોગટાનું કામ છે
ચંપાનું ચેટક વળગ્યું બુઢ્ઢાનું જીવન સળગ્યું
સોનાપુર ભીજવાનેકા એ સોંગ હય—ટેક.

સુલોચના— ૬

પીયુની ખબર કોઈ લાવોરે સખીરી
મોહન વર મળવા સારૂ તલસી રહ્યું મન મારૂ
સ્વામીને સંદેશ કોઇ કહાવોરે........સખીરી.
ચંદ્ર વિણુ નિશા અંધારૂં વિયોગી જીવન સારૂં
દર્શન પીયુનાં કો કરાવોરે...............સખીરી.
વિકસે કમલિની પ્રાંતેઃ ભ્રમર રસીક આશે
નાવે આલીરાજ કળી કરમાશેરે...........સખીરી.

સુલોચના–સખીઓ— ૭

આલી આવી આનંદની વધામણી
તારા વાલમ પધાર્યા વિજય કરી

અહા ચાલોને વાહાલે વધાવા સખી
તન મન વારૂં મારા પ્રાણની પરવા ન જરી
ધન્ય ધન્ય ભાગ્ય મારૂં ભેટું પ્રીય હૃદય ભરી
શાણી અલી શાને શરમ મેલી વરઘેલી બની
ચાલ વેગે વહેલી સાહેલી ચીત્ત ઠાર કરી
આ.............................બાળા લગાડે વાર.

કળાવતી— ૮

જાઉં જળ ભરવા કાજે મળશે વાટે છેલા દીલદાર
સાન કરીને સમજાવું જાયે લુંટાઇ જોબનીયાની બહાર
શીર ઉઢાણી કનક બેઢલું ધરીને કર રૂપેરી રાશ
ચાલું જોતી લ્હેરી લાલને શેરી શેરી ઘાટ
હું મદમાતી મન મલકાતી લટકમટક લટકાળી નાર
રૂમઝુમ રૂમઝુમ કરતી ચાલું ચપળા ચટક ચાલે—ટેક.

ચંપા–શેઠ— ૯

શું રે કર્યું છે મને શું રે કર્યું છે—
મારા છેલા દિલદાર મને શું રે કર્યું છે—
કાંઇ કામણ કરીને મારૂં દિલડું હર્યું છે........મારા.
નથી દિલમાં આરામ નહિ ગોઠે ઘરકામ
ફરૂં ઘેલી થઇ આમ કાંઇ કામણ કરીને મારૂં ચીતડું હર્યું
બોલો ચંપાના લાલ મને શું રે કર્યું
દર્શનને દેવ તને જોઇને લાગ્યું છે. ચંપાકળી તારૂં
ચેટક લાગ્યું છે.

સરસપુરમાં શોધી વળ્યો સાકર બજાર ફર્યો
શાહીબાગ માધવબાગ સાબરમતી જોયું ખાસ બજાર
ફર્યો કાંપનું મેદાન પાનકોર રીચીરોડ
સ્ટેશનપર તને શોધી વળ્યો પ્યારી
કાંકરીયા તલાવ તને શોધી વળ્યો....મારા છેલા

દિલદાર—કાંઇ કામણ.

(જુઠા બોલા છો આપ-મને અમદાવાદનું પાપ)

વારંગનાઓ—નાચરંગ.

વિશ્નુ— ૧૦

(સાખી)

હું પોતે રઘુવંશમાં જન્મીને છેદીશ પાખંડને,
સ્થાપી રાજ્ય સુધર્મનું અસુરને આપીશ હું દંડને.

ટેબ્લો.

અંક પહેલો સમાપ્ત.

અંક બીજો.

ભીલડીઓ— ૧૧

ધન્ય ધન્ય અનુપમ દિન આજનો રામ
ધન્ય ધન્ય ભાગ્ય અમારા રામ—
પ્રભુ અયોધ્યા પરથી આવીયા રામ
બ્રહ્મચારી વેશે શીર જટા દીશે
પગ પાવડી ધનુષ્ય બાણ કાંધે રામ— સીતા.

શીલા આસન વિશાળ ધર્યાં મૃગચર્મ સાર
તરૂણ તેજનો અંબાર છે કલ્યાણના ભંડાર:
સેવા કરીએ સદા શ્રી રામનીરે— સીતા
પંચવટી પરમ ધામ પુન્ય ક્ષેત્રમાં તમામ
જ્યાં પધાર્યા પૂર્ણ કામ રૂડાં પરભાતનાં નામ;
એવા રઘુવીર પદ શીશ નામીએ રામ— સીતા.

સીતા— ૧૨

વિપરીત હા હા ભાગ્ય લેખ
લેશરે ન મીથ્યા વિપરીત........હાં હાં
કૈકઇ માતના શ્રાપે
પલમાં ત્યાગ કીધો રાજશ્રીનો
હા વન રખડતાં સાધુ વેશે—વિપરીત.

રામ–સુરપંખા— ૧૩

નારી જારીણી પરાઇ નાંખે નરકે નર નાદાન
સુરપતિ મતી મુજપર લલચાતી
તો પણ હું તેથી છણકાતી
તે તમને વરવા હરખાતી
કરો સુભાગ્ય સ્વીકારી મુજને
અધરામૃત પાતી...............અરે ધીક્કાર નારી.
વિશય વિશમય વચન ઉચરતી
ચટક મટકથી ચીત્ત વશ કરતી

સ્પર્શ થકી પળમાં બળ હરતી
સહસ્રકોટી ફીટકાર નીચ તું
શ્વાન મતિ ધરતી..................અરે ધીકકાર નારી

સુર્પનખા—લક્ષમ—　　　　૧૪

આવો મારા લટકાળા લક્ષમણુ લાલ
પદ્મ ગણે ગીધણુ શું મૌંશ પીંડ લાત
ચીત મારૂં ચોર્યું છબી ન્યારીથી—વાહ વાહ
નાક કાપું તારૂં કટારીથી
અરર અરર અરરરર હાય-　　　　આવો.

સીતા—રામ—　　　　૧૫

કનક કુરંગ કેવો ચાલે ધીમો ધીમો સ્વામી રામ પ્રાણ
નાથ એ કુરંગ કોઇ હોશે શું હરામી હે સુજાણ પ્રાણ
હર્ષ કેવો એ અરે છે નયનો શા ફેરવે
થન થન થેઇ થેઇ કરી નાચે રામ
એ મૃગ મારી મૃગયા ધીકારી વ્હાલા
તેની ચોળી શીવડાવો લેવડાવો સ્વામી લ્હાવો
ફરી યોગ મળે નહિ આવો રામ—　　　　કનક૦
દીન પ્રાણી વ્યર્થ મારી નહિ પાપની બાંધવી ભારી
હઠ છોડ સુશીલા નારી................　　　　કનક૦

૧૬

વિરહી કયાં એ રમણી
શાન્તી સુધા આશ્રમે
નીશ દીન વીસરતી નહિ અહીં તહીં પ્રીયા હા
ગઇ ગઇ કંહી હા છુપી રહી કયાં
ગીરી વન વા નદી તીરમાં શોધે પ્રીય મારી—
પ્રહ્લાય માન સમય આન
સુમુખી મમ જીવન પ્રાણ
પ્રીય વિરહીત વીકલ પ્રાણ
સંશય અધીક જીવનમાં

રામ— ૧૭

આતે રાજ શીરોમણી મુકુટને સ્થાપી શીરે તાહ્યરા
આ માળા જયવંત બન્ધુ હૃદયે આલીંગતી જે સદા
આપું રાજય સહીત આશીષ તને કિષ્કન્ધ ભુમી તણું
સ્થાપું છું યુવરાજના શુભ પદે આ બાળ તારા તણું

સીતા— ૧૮

હે રઘુવીર સ્વામી અંતર ક્ષટયામી
આવી મળો હે પ્રભુ નિષ્કામી
ચીંતવન પ્રીયતમ કરતી રડતી જાતી
ભાન સાન ગતી મતી વીણ અતી દુઃખ પામી
કર તૃણ ધરતી ધરતી સુતાની
વારે ધાઓ હે રઘુવીર રામ નમામી— હે૦

સીતા— ૧૯

અંજની કુંવર કહેશો વિનંતી પ્રભુને
વિરહી વીકળ દીલ દુઃખ દળ સહુ ભરી
જનકબાળી શકે ન બાળી નેનવારી
સ્વરૂપ સુંદર છબી અંતર અંદર જડી
ઘડી ઘડીક જાઉં ભેટતાં પડી બીચારી

ચંપા-જોગી— ૨૦

લાલા ઝટ આવજો આ વાયદે પ્યારીને મળવા
રહેના નીશંક અય દિલજાન
હું કુરબાન
ભીલાના મેરી જાન
રે હા રંગે રમવા— લાલા ઝટ.
જયસા મેં વયસા જાની
ચંપા દેના યે નિશાની
વસ્યા છો દિલમાં સ્વામીનાથ
એની સાથ ભીડજો બાથ
રે હા રંગે રમવા—
બંસરી બાંકી બજાઉં
બીચાંકી ટોડી સુનાઉં
કરજો દિલદાર પાસે ગાન
લેજો તાન ખાજો પાન—રેહા રંગે રમવા.

સુલોચના— ૨૧
આવી વિપરીત વેળા ન માનવથી સમજાય
અખીલેશ ગતી ત્હારી ન્યારી કોથી ન કળાય
દૈવ્ય રૂઠે દુર્જન સંગ કુસંગે બુદ્ધિનો ભ્રંશ
વૈરી વાધે સ્નેહી દંચ દુષ્કર્મે નક્કી નીજ અન્ત
રાજ લંકાપતિ રાય હરી સીતા માય વેર કર્યું હાય
ન સાહ્ય વિભુ હાય રૂઠશે શ્રી રઘુરાય

સુલોચના— ૨૨
પ્રિય ન ઘટીત તદા વીનવું મમ હીત વચન કાંઇ ઉર ધરો
સોંપી સતીને શ્રી હરી શરણે આશીષ લઇને કલ્યાણ વરો
પેર કરી સમજાવો પીતાને શીઘ્ર સમજી સ્વહસ્તે કુળ હણો
ભુગલે ભુજંગના રાફમાંરે ભુજ ધારી ભુજંગ સાહતાંરે
વીશ ધારી ધશી સદ્ય ડંશ કરે વિન મોત ખરે યમ પ્રાણ હરે
એ રીત અહિત સંગ્રામ ગણીને ત્યાગો એ માર્ગ અનર્થ તણો

વારાંગનાઓ— ૨૩
સુર અરી જય જય ત્રીભુવન જય જય દાનવ કુળમણી
કનક સીંહાસન દશ ભુજ રાવણ મેઘાડંબર છત્રધારી
લંકાધીશ નૃપમહી મંડળ નારદ શારદ તવ ગુણગાતા
મણી મંદીરમય સુચી દિવ્ય સભા કોટી રવી દીપતા
રાવણ રાજા જયકાર દાનવ પતી જય જયકાર
જીવો જીવન અપાર પામો પહુમી જયકાર—

**અંક બીજો સમાપ્ત.**

## અંક બીજો.



સુગ્રીવ— ૨૪

દિલમાં નહિ તર્ક યા વિતર્ક કરો હે સ્વામી
રઘુપતી રામ સીતા સ્વામ જગ સ્વામી
હોંશે સપ્ત સિંધુ પુરવા ભુમી તલએ ભુમી બાળ
શોધ લાવીશ હું વૈદેહી એ દેવી સીતાની
પ્રાણમાં પ્રાણ છે છેવટના મારા આ તનમાં
મીત્રતા આપની નિભાવવા હું ભરૂં છું હામી

રામ— ૨૫

ત્વરીત સીધાવોરે
નીચ નફ્ટ સઠ
પાપી અતી અસુર રાજા
જાઓ સમજાવો નીતી ન્યાયનો દાવો
દેવી અમ લાવો લાવો— ત્વરીત.
પ્રબળ દુત બળ દાખી
વિદીત વચને દુર્મુખ એ દુર્મ એ
દુર્જન એ માની મનાવોરે— ત્વરીત.

અંગદ— ૨૬

જય ચહડી રઘુવીર સાથ લક્ષમણ સુધીર
ઘેરશે લંક ગઢ ધનુષધારી રા
અષ્ટ દશ પદ્મદલ વાનર બલીની
કીલકારીએથી હુક હુકુકુ (૩)—જય

શેઠ—શેઠાણી
જવાબદાર બાવો } ૨૭

હાયરે ઇશક હાયરે ઇશક હાયરે ઇશક હાય
બન્યાં નરનારી જે નીચ નર નાદાન
વ્યભીચારી લંપટ દુષ્ટ હેવાન
ભલે હોય જ્ઞાની કે અજ્ઞાન ભુલી છેક ફરે તે પોતાનું ભાન
ઇશક હાય ઇશક હાયરે—
ફુટે ઘટ પાપ તણો જેણીવાર પસ્તાશો પાપી તણો પોકાર
ઉગારો શ્રી હરી દેવ દયાળ અલ્લાહ રામજી કો આધાર
ઇશક હાય ઇશક હાયરે

સુલોચના— ૨૮

કાન્ત કૃપાળુ આવો કળાધર મારા દુર્લભ દર્શન જીવન
ધન પ્રાણ તમારા
રજની દારાનું હૃદય તિમીર હરનારા
રાજ રૂપાળા હીરલા મોતીને હેમથી હેત હરખી વાલમ વધાવું

પ્રીતમ પ્યારા મન મંદીરીયામાં પ્રેમથી પધરાવી પાતળીઆ
ઓ વારૂં
શીતળ કેશર ચંદન સુખકાર અર્ચન રાજ અંગે ધરો.
પુષ્પિત પંખે ઢાળું હું મદ સમીર સુભાગી સ્નેહ નજર કરો

સુલોચના— ૨૯

જાઓ જાઓ પ્રિયુ જાઓ જાઓ ખુશીથી રણુમાં
મુજ ચીંતા ન ધરો રતી મનમાં— જાઓ.
પીતામહ ગુરૂ ઇષ્ટ અંબીકા આવી રહે નીજ તનમાં
શેષ શ્વસુર સહશ્રીપતિ સાથ વસો તમ હૃદય ભગવનમાં
જીત કરી જવ આવી મળશો રાખીશ રંગ ભવનમાં
અગર જો સ્વામી સ્વર્ગ સીધાવશો સતી થઇ રહીશ
ચરણુમાં—જો.

સાખી

જનમ્યું જે આ જગતમાં કોણુ અમર રહેનાર;
નાશવાન દેહ કારણે વ્યર્થ શોક નહિ ધાર.

સુલોચના— ૩૦

ક્રમ જે ઉદયને અસ્તનો એ દૈવ્યની દુર્ઘટ ગતી
એ ક્રમાંધીન થઇને પડયા રણમાં ઇંદ્રજીત રાજવી

હા કાળના ચકકરમાં પ્રાણી સૌ પીસાય છે
જયાં છોટા મોટા સર્વનો સમાન ન્યાય છે
જે સુરને અસુરના શીરોમણી પતી
દિગંતમા કિર્તી ધ્વજા જેની ફરકતીતી
યમરાજ જેના ત્રાસથી ડરતા હતા સદા
બ્રહ્માન્ડને ઉઠાવતા જે એક હાથમાં
અહો સ્વામી અહો સ્વામી ગયા કયાં છુપાઇ કયાં
અહો રણવીર વરનામી ગયા હા—

રામ— ૩૧

માયાના આવરણ થકી. જીવ બની અજ્ઞાન;
ઘાટ ઘડે ઘટમાં નવા, દૈવ્ય ગતી બળવાન.

લક્ષમણ—પ્રભુ એમ કેમ—

રામ — સાખી.

જેનો સાહ્ય સતી ચાહે તેજ હણે નીજ કંથ.
સુતા કરી વીધવા કરે સ્વસુર જમાઇ અંત.

લક્ષમણ—એટલે—

રામ— સાખી.

સુલોચનાના તાત જે શેષ નાગ અવતાર
લક્ષમણ રૂપે અવતર્યા દશરથને દરબાર.

| | | |
|---|---|---|
| | મદન મંજરી | ૪૨ નરસિંહ |
| | ૨૫ સતી પદ્મિની | ૪૩ સગાળશા |
| | ૨૬ અજીતસીંહ | ૪૪ કૃષ્ણ સુદામા |
| | ૨૭ ભગવતગીતા | ૩૫ મહાકવિ કાળીદાસ |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલિન નાયકા | ૪૬ રાજરતન |
| ૧૧ વીણા—વેલી | ૨૯ સતિ દમયંતી | ૪૭ પ્રહ્લાદ વિજય |
| ૧૨ વિજયા વિજય | ૩૦ સતીસુલોચના | ૪૮ કૌરવ પાંડવ ભા ૧ |
| ૧૩ મદન મંજરી | ૩૧ કેશર કીશોર | ૪૯ જાળંધર સતીવૃંદા |
| ૧૪ ઉદયભાણ | ૩૨ ભદ્રાયુ | ૫૦ કૌરવ પાંડવ ભા ૨ |
| ૧૫ મોહીનીચંદ્ર | ૩૩ સુભદ્રા હરણ | ૫૧ લલીતપ્રિયા |
| ૧૬ વિજય કમળા | ૩૪ ઉર્વશી | ૫૨ સૌંદર્ય વિજય |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ રાઠોડ કન્યા | ૫૩ દેવી દેવહુતી |
| ૧૮ સતી સીતા | ૩૬ પવિત્ર લક્ષ્મી | ૫૪ મહારાજા અશોક |